

# શ્રી દાદાસાહેબ જિનદત્તસૂરિજીની

## પૂજા-સ્તવન

—: અને :—

## ટુંક જીવનચરિત્ર.

શ્રીમાન, શ્રીયુત, શ્રી ૧૦૦૮ શ્રી મુનિમહારાજ
મોહનલાલજીના શિષ્ય દેવમુનિજી મહારાજના
અંતવાસી ધરણેંદ્રમુનિજીના ઉપદેશથી
સીસોદરા નિવાસી શા૦ કીલાભાઈ અમરચંદ
અને નારણજી લલ્લુભાઈ દેસાઈ તથા
પાનાચંદ મોતીચંદ દલાલ તરફથી
છપાવી પ્રસિદ્ધ કરનાર,
પાનાભાઈ ભગુભાઈ ગોપીપુરા-સુરત.

સુરત—ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સિટિ"
પ્રિન્ટિંગ પ્રેસમા ઠાકોરદાસ માનસિંહે છાપ્યુ

પ્રત ૧૦૦૦

વીર સંવત ૨૪૮૦ —•— વિક્રમ સંવત ૧૯૮૦

કિંમત બે આના.

# ॥ સ્વકુલ પ્રકાશક આચાર્ય પટ્ટાવલી ॥

## અને

## ટુંકુ જીવન ચરિત્ર.

સાસન નાયક શ્રી મહાવીર સ્વામી, પછી બારમી પાટપર શ્રી સુરિથસૂરિ થયા તેમણે કરોડવાર સૂરિ મત્રનો જાપ કર્યો ત્યારથી કોટીક નામનો ગચ્છ સ્થાપન થયો ત્યાર પછી પટ્ટાનુપાટ ઉપર ૧૬ મી પાટે શ્રી વજ્રસ્વામી થયા જેમણે બાલ્યાવસ્થામા જાતિ સ્મરણનુ જ્ઞાન હતુ જેઓએ દક્ષિણ દેશમાં બૌદ્ધના રાજ્યમા શ્રીજીનેદ્રદેવની પૂજા કરવા સારૂ ફુલ લાવી આપીને બૌદ્ધ રાજાને જૈનધર્મિ બનાવ્યો હતો, તેઓના વખતથી વજ્રશાખા ઉત્પન્ન થઈ ત્યાર પછી ૧૮મી પાટે શ્રી ચદ્રસૂરિ થયા તેમણે ચદ્ર ગચ્છ સ્થાપન કર્યો આવી રીતે ભગવાન શ્રી મહાવીરસ્વામીની ૩૮મી પાટે શ્રી ઉદ્યોતનસૂરિ થયા તેમણે પોતાના એક શિષ્યને અને બીજા ૮૩ વિદ્યાર્થી સાધુ શિષ્યોને આચાર્યપદવી આપી ત્યારથી ૮૪ ગચ્છ થયા, ૩૯મી પાટે શ્રી વર્દ્ધમાનસૂરિ થયા. તેઓએ વિમલમત્રીને પ્રબોધી આબુજીનું તિર્થ પ્રગટ કર્યુ ૪૦મી પાટે શ્રીજિનેશ્વર-સૂરિ થયા તેમણે વિક્રમ સવત ૧૦૮૦મા અણહીલપુર પાટણમા દુર્લભ રાજાની રાજસભામા ચેત્યવાશીઓની સાથે શાસ્ત્રાર્થ કરીને જીત મેળવી ત્યારે રાજાએ શ્રી જિનેશ્વરસૂરિનો આચાર જોઇને શાસ્ત્ર પ્રમાણે ખરા છે એટલે ખરતર વિરૂદ સ્થાપ્યો. અને ચૈત્યવાસીઓ હારી ગયા તેથી કમલા થયા. એટલે કમલા ગચ્છ સ્થાપ્યો. આ પ્રમાણે—

દોહરો

હારા સો કમલા થયા, જીતા ખરતર જાણીયા,
તે કાળથી સધર્મે, ગચ્છ દો વખાણીયા

કોટીક ગચ્છ, વજ્ર શાખા, ચદ્રકુલ, ખરતર વિરૂદ, એવા ચાર ભેદ નવા દિક્ષિત સાધુને કહેવાનુ શરૂ થયું તેથી મુળ કોટીક ગચ્છનુ નામ ખરતર ગચ્છ પ્રસિદ્ધ થયો

अतिशयेन खरा, सत्य प्रतिज्ञा येते खरतरा

૪૧ મી પાટે શ્રી ચદ્રસૂરિજી થયા તેમણે દીલ્લીના મોજદીન બાદશાહને પ્રતિબોધી જીવહિંસા છોડાવી, અને શ્રીમાલીઓને પ્રતિબોધીને જૈનધર્મિ બનાવ્યા હતા

૪૨ મી પાટે શ્રી અભયદેવસૂરિ થયા તેમણે સવત ૧૧૧૧ મા ॥ જયતિહુઅણ સ્તોત્ર ॥ બનાવી, શ્રી સ્થભન-પાર્શ્વનાથ પ્રગટ કીધા, અને સવત ૧૧૨૦ મા શ્રી નવાગસૂત્રની ટીકા કરી, એવા મહા અતીશયી ચારિત્રપાત્ર ચૂડામણી નિસ કેવળ સર્વ જીવનો ઉપગાર કરીને સવત ૧૧૬૭ મા કાલ કરી ચોથે દેવલોક ગયા

૪૩ મી પાટે શ્રી જિનવલ્લભસૂરિ થયા, તેમણે ચીતોડ નગરમા ચડીકાદેવીને પ્રતિબોધી જીવહિંસા છોડવી ૧૦૦૦૦ વાઘડી લોકોને શ્રાવક બનાવ્યા

૪૪ મી પાટે શ્રી **જિનદત્તસૂરિ** થયા તેઓનો જન્મ સવત ૧૧૩૨ મા ધધુકા નગરમા થયો હતો સવત ૧૧૪૧માં આઠ વરસની ઉમ્મરે દિક્ષા લીધી, સવત ૧૧૬૯ વૈશાખ વદ ૬ ના દિવસે આચાર્યપદવી પ્રાપ્ત થઈ ત્યાથી વીહાર કરતાં ઉજ્જન નગરમા પધાર્યા, ત્યા શ્રી ચિતામણી પાર્શ્વનાથના મદીરના સ્થભમા વિદ્યામ્નાયકની પુસ્તક સિદ્ધસેન દીવાકરની

રાખેલી હતી તે પોતાની વિદ્યાબલથી પ્રગટ કરીને ત્રણ કરોડ હ્રૉંકારનો જપ કર્યો જાપ કરતા ચોસઠ જોગણીયોએ મહારાજને છલવાનો વિચાર કર્યો, તે વખતે એક વીરે આવીને મહારાજને ખબર આપી કે આજે વ્યાખ્યાનમા ૬૪ જોગણી આવવાની છે ત્યારે ગુરૂમહારાજે શ્રાવક પાસે આસન મગાવી શ્રાવીકાઓને સોપીને કહ્યુ કે આજે વ્યાખ્યાનમા ૬૪ શ્રાવીકા નવી આવવાની છે તેને બેસવા સારૂ આ આસન આપવા ત્યાર પછી વ્યાખ્યાનમા ૬૪ જોગણીઓ શ્રાવિકાના રૂપમા આવી મહારાજને નમસ્કાર કરીને પાટીયા ઉપર બેસી જ્યારે વ્યાખ્યાન પુરૂ થયુ ત્યારે ઉઠવા ગઈ, પણ ઉઠી શકાયુ નહિ અને ચોટી ગઈ, આ અચબો જોઈ પોતાનો હકાર છોડીને મહારાજને નમસ્કાર કરીને જોગણીયો કહેવા લાગી કે હમે આપને છલવાને માટે આવી હતી પરતુ આપે તો હમોને છલી લીધી માટે હમો સરવે આપની આજ્ઞાકિત છીએ. માટે આપ હમોને છોડો, ત્યારે ગુરૂમહારાજે કહ્યુ કે આજ પછી કોઈપણ ખરતરગચ્છના આચાર્યોને છલવા ન આવો એવી પ્રતિજ્ઞા લો આવુ સાભળી ૬૪ જોગનીયો ગુરૂની આજ્ઞા પ્રમાણે પ્રતિજ્ઞા લીધી અને સાત વરદાન ગુરૂ મહારાજને આપ્યા

૧ દરેક ગામમા ખરતર શ્રાવક દીક્ષિવત થશે

૨ પ્રાય કરીને ખરતર શ્રાવક નિર્ધન રહેશે નહિ

૩ ખરતર સઘમા મરકી આદી કારણથી કુમરણ થશે નહિ.

૪ અખડ શીલપાલક સાધ્વીને ઋતુ પ્રાપ્ત થશે નહિ

૫ આપણુ નામ સ્મરણ કરતા વીજલી પડીને કોઈ તરેહનો ઉપદ્રવ થશે નહિ

૬ ખરતરગચ્છનો શ્રાવક સિધુ દેશમા જશે તો ધનવત થશે

૭

આ સાત વરદાન આપી પોતાના મુકામે ગઈ

આ પ્રમાણે ગુરૂમહારાજ ગ્રામાનું ગ્રામ વિહાર કરતા અજમેર નગરમા પધાર્યા ત્યા એક સમયને વિષે ગુરૂમહારાજ શ્રાવક સહિત પાક્ષિક પ્રતિક્રમણ કરતા હતા તે સમયમા વારવાર ઝબકા કરતી વીજલીને ગુરૂમહારાજે મત્રબળે કરીને પાત્રના નીચે ઢાકી દીધી જ્યારે પ્રતિક્રમણ કરી રહ્યા ત્યારે પાત્ર નીચેથી વીજલીને કાઢી તે વખતે વીજલીએ કહ્યુ કે જે માણુસ શ્રી જીનદત્તસૂરિનુ નામ જપશે, તેના ઉપર કોઇ વખત હુ પડીશ નહિ આટલુ કહી ચાલી ગઈ

એક વખતના સમયમા ગુરૂમહારાજ વિહાર કરતા વૃદ્ધનગરને વિષે પધાર્યા, તે વખતે ગુરૂમહારાજનો અતુલ મહિમા અને જીનસાશનનો, ચઢતો પ્રભાવ જોઇને બ્રાહ્મણ વીગેરે અન્ય દ્વેષીયોએ જૈનધર્મની નિદા કરવાને સારૂ એક મરી ગએલી ગાયને ગુપ્ત રીતે જીનમદીરના દરવાજામા મુકી આવ્યા અને કહેવા લાગ્યા કે જૈન લોકો ગૌહત્યા કરે છે આ તમાસો જોઇને શ્રાવક લોકો ઘણા ગભરાયા અને ગુરૂ-મહારાજ પાસે ગયા ત્યારે ગુરૂમહારાજે વ્યતર દેવને મૃતક ગાયમા પ્રવેશ કરાવી, તે ગાયને જીવતી કરી તે ગાય બ્રાહ્મણ લોકોના શીવમદીરમા ગઈ અને શીવલિગ ઉપર પડી આવો અચબો જોઇને બ્રાહ્મણ લોકો ઘણા લજ્જિત થયા, અને ગુરૂમહારાજ પાસે જઈને નમસ્કાર કરીને કહેવા લાગ્યા, અહો ! સ્વામી, આપ મ્હોટા મ્હત છો માટે આજ પછી આ

નગરમા આપણી પરપરાના મહારાજો આવશે તો, તેમનો નગરપ્રવેશ ઘણા મહોત્સવ સાથે હમો કરીશુ માટે કૃપા કરીને હમોને કઈ નોકરી બતલાવો ત્યારે ગુરૂ મહારાજે કહ્યુ કે તમો જીનમદીરોની ભકિત કરો, અને મદીરોમા પડી લહેણુ કરીને ચોખા, ફળ, નેવેદ વીગેરે ખાવાની વસ્તુ ચઢે, તે તમારે લેવી તે વખતથી બ્રાહ્મણ લોકો મદીરોની પૂજા કરીને ગધ્રપ, ભોજકના નામથી ઓળખાયા

એક વખતના સમયપર વીહાર કરતા ગુરૂમહારાજશ્રી ઉચ્ચનગરના વિષે પધાર્યા તે પ્રસગે નગર પ્રવેશ કરતા શ્રાવકોએ પ્રવેશ મહોત્સવ કર્યો તે વખતે ત્યાના મુગલ બાદશાહનો છોકરો ઘોડા ઉપર સ્વાર થઈ ફરવા નીકળ્યો હતો, તેવામા ઘોડો એકાએક ચમકવાથી છોકરો ઘોડા ઉપરથી નીચે પડી મરણ પામ્યો આ અચબો જોતા શ્રાવકો ઘણા ચિતાતુર થયા આ ચિતા દુર કરવાને અને જીનસાસનની શોભા વધારવાને સારૂ ગુરૂમહારાજે એક વ્યતર દેવને તે છોકરાના શરીરમા પ્રવેશ કરાવ્યો જેથી પેલો છોકરો જીવતો થયો આ ચમત્કાર જોઇને મુગલ રાજાએ ઘણોજ ઉપકાર માન્યો

ગિરનાર પર્વતના વિષે નાગદેવ નામે ( અબડ ) શ્રાવકે ઇષ્ઠસિદ્ધ કરવા સારૂ અઠ્ઠમ તપ કરીને અમ્બિકા દેવનુ આરાધન કર્યું જેથી અમ્બિકા પ્રસન્ન થયા, અને સાક્ષાત દર્શન દીધા, ત્યારે અબડ શ્રાવકે સવાલ પૂછયો કે, આ ભરતક્ષેત્રના વિષે યુગ પ્રધાન સૂરિશ્વર કોણ છે અને તેના ગુણ કહો ત્યારે અબિકા દેવીએ અબડના હાથમા સુવર્ણ અક્ષરોથી એક લેખ લખ્યો

શ્લોક

**दासानुदासाइव सर्वदेवा, यदीय पादाब्जतले लुठति ।**
**मरुस्थली कल्पतरु, सञ्जीयाद युग प्रधानो जिनदत्तसूरि ॥**

અર્થ—જેના ચરણકમલની સેવા કરવામા સર્વ દેવોના દેવ ઇદ્ર જેવા લીન થઈ રહ્યા છે તેવા મરૂસ્થ (મારવાડ)ની ભૂમિના વિષે કલ્પવૃક્ષના જેવા ફળની પ્રાપ્તિ કરનારા, આ યુગમા પ્રધાન આચાર્ય છે. તે શ્રીજિનદત્તસૂરિ જયવતા હો

આ શ્લોક જે વાચે તેને યુગ પ્રધાન જાણવા અને તેને ગુરૂ કરવા આ શ્લોક વચાવવાને સારૂ અબડ શ્રાવક ઘણા સૂરિશ્વરોની પાસે ગયો પણ આ અક્ષર વાચવાને સારૂ કોઈ સમર્થવાન થયા નહિ એક વખતના સમયે પાટણ નગરના વિષે તાળાવાડા પાડેના અપાસરામા શ્રીજિનદત્તસૂરિજી બીરાજમાન હતા, ત્યા અબડ શ્રાવકે આવીને પોતાનો હાથ બતાવ્યો ગુરૂમહારાજે આ સુવર્ણ અક્ષર જોતાજ તેના ઉપર વાસક્ષેપ કર્યો, અને પોતાના શિષ્યને તે વાચવાને આજ્ઞા કરી આ શ્લોક સાભળતા અબડ શ્રાવક પરમ ભક્તિવત થયો અને ગુરૂમહારાજની સેવા કરી, તે સમયથી યુગપ્રધાન પદવી પ્રાપ્ત થઈ ત્યાથી ગુરૂમહારાજ ગ્રામાનુગ્રામ વિહાર કરતા મુલતાન નગરમા પ્રબલ પ્રવેશ ઉચ્છની સાથે પધાર્યા ત્યા શ્રાવક લોકોએ ઘણા ભક્તિભાવ સહિત સ્વાગત કરી, તેમજ અન્યદર્શી લોકો ગુરૂના ગુણ અને વિદ્વતા જોઈ મુગ્ધ થઈ ગયા, અને ઘણીજ પ્રસસા કીધી દૈવયોગે અનહિલવાડ પાટણના રહીશ અબડ નામનો શ્રાવક કઈપણ કારણસર ગુરૂ મહારાજની પાસે આવી ચઢયો તે ખરતર ગચ્છની ઉન્નતિ મહિમા, કીર્તિ જોઈ ધર્મની ઇર્ષા કરવા લાગ્યો, અને ગુરૂમહારાજને કહેવા

લાગ્યો કે આપ મારા પાટણ નગરમા આવા પ્રકારના મહોત્સવ સહિત આડબરથી આવો તો આપના ચમત્કારને માનુ આ વચન સાભળી ગુરૂમહારાજે ઘણીજ નમ્રતાથી કહ્યુ કે, હે વત્સ ! જેનુ પુણ્ય પ્રબળ હોય છે તેને આખા જગતમા માન મળે છે પણ તુ તે વખતે તેલ અને મીઠુ લઈને સામો મળશે. સુજ્ઞ વાચકો, કર્મનીગતી વિચિત્ર છે, કાલાન્તરમા ગુરૂમહારાજ અનહિલપુર પાટણમા પધાર્યાં ત્યાના શ્રાવકોએ નગરપ્રવેશ કરાવવા સારૂ નાના પ્રકારના ઉત્સવ મહોત્સવ કર્યાં તેજ વખતે પેલો અબડ શ્રાવક કર્મગતિથી ઘણોજ નિર્ધન થઈ ગયો હતો તે પોતાની ખાધે મીઠાની ગાસડી, તેલ વીગેરે લઇને ગુરૂમહાગજના સન્મુખ મળ્યો ગુરૂમહારાજે તેને ઓળખ્યો છતા કર્મવશ અબડે ગુરૂના ઉપર દ્વેષભાવ રાખી કપટવૃત્તિથી ખરતર શ્રાવક બન્યો અને ગુરૂની પાસે ક્ષમા માગી અને ગુરૂનો પરમભક્ત છે એમ પોતાનો ભક્તિભાવ દરસાવ્યો, જેથી સરલ પરિણામી ગુરૂ મહારાજને તે દુષ્ટના ઉપર વિશ્વાસ આવ્યો એક દીવસે તે અબડ શ્રાવકે ગુરૂમાહારાજને પારણાના દીવસે સાકરના પાણીમા ઝેહેર મેળવી વોહરાવી દીધુ મહારાજે તે પાણીનુ સેવન કરતા, ઝેર ચઢવાનુ શરૂ થયુ પણ " જાકો રાખે સાઇયા માર ન શકે કોય " તે અનુસાર ગુરૂ મહારાજે વિષ પ્રયોગ જાણીને, ભનસાલી ગોત્રી નગરશેઠ આભુસાહની પાસે વિષહર નામની જડી મગાવી, ગુરૂમહારાજને તેનુ સેવન કરાવ્યુ તેનાથી તરત ઝહેર ઉતરી ગયુ, આવા અબડના ખરાબ કર્તવ્યની ખબર સઘમા ફેલાઈ તેનાથી લજ્જિત થઇ મરણ પામ્યો ત્યારપછી તે અબડ પોતાના કર્મયોગથી વ્યતર થયો ને શ્રાવક લોકોમા ઉપદ્રવ કરવા

લાગ્યો, તે ગુરૂમહારાજે પોતાની વિદ્યાબળે કરીને સર્વ ઉપદ્રવની શાતિ કરી

એક સમયમા વિક્રમપુર નગરને વિષે પ્લેગ (મરકી)નો ભયકર રોગ પ્રગટ થયો, તેનાથી જૈનોત્તર લોકો ઘણા દુખી થયા ત્યારે ગુરૂમહારાજની પાસે જઇને પ્રાર્થના કરવા લાગ્યા. હે! કૃપાસિધુ આપઆપની અધ્યાત્મક શક્તિથી આ ઉપદ્રવને દુર કરો ત્યારે ગુરૂમહારાજે સઘળો ઉપદ્રવ શાત કર્યો, તે વખતે અનેક અજૈન મહેશ્વરી લોકોએ જૈન ધર્મ અગીકાર કર્યો, અને કેટલાક શીવમાર્ગી વાલાઓએ પોતાના છોકરા, છોકરીઓને દીક્ષા આપી આ રીતે ૫૦૦ સાધુ અને ૭૦૦ સાધ્વીઓનો સમુદાય કર્યો, આ પ્રમાણે શ્રીજિનદત્તસૂરી મહારાજે ઘણા નગરોમા વીહાર કરીને, રજપુત બ્રાહ્મણોઆદીને પ્રતિબોધ આપીને નાહટ્ટા, રાખેચા, ભણસાલી, નવલરકા બાફણા ઈત્યાદી ગોત્રઅલકૃત "એક લાખ પચ્ચીસ હજાર શ્રાવક બનાવ્યા"

એક વખતના સમયમા ગુરૂમહારાજ વ્યાખ્યાન વાચતા હતા. તે વખતે ગુરૂમહારાજને પોતાની વિદ્યાનાબળે કરીને ખબર પડી કે, મારૂ સ્મરણ કરતા દરીયાના વિષે શ્રાવકના વહાણ ડુબે છે તેજ વખતે ગુરૂમહારાજે ડુબેલા વહાણને દૈવબળથી સમુદ્રના કિનારા ઉપર લાવ્યા આ વાતની સઘમા ખબર થતા ગુરૂની વિદ્યા અને મહિમાનો પાર રહ્યો નહિ

અનુક્રમે વિહાર કરતા કરતા અનેક જીવોને જૈનધર્મનો ઉપદેશ કરતા જીવદયાની ઉદ્‌ઘોષણા આપતા વિક્રમ સવત ૧૨૧૧ મા અજમેર પધાર્યા, પરતુ ભાવિપ્રબલથી પોતાનો અત સમય નજીક જાણીને આત્મરમણતામા લીન થઇને

સર્વ જીવોને ખમત ખામના કરીને પચ પરમેષ્ઠિ મત્રનુ આરાધન કરતા અષાઢ સુદિ ૧૧ ગુરૂવારને દિવસે ૭૬ વર્ષનુ આયુષ્ય ભોગવી દેવલોક પધાર્યા

આ ધર્મધુરધર ચારિત્ર ચુડામણી યુગપ્રધાન શ્રી જિનદત્ત-સૂરિજીનુ જીવન ચારિત્ર જે કોઈ એકચિતે વાચશે તો તેના સર્વ કષ્ટ દુર થશે અને સુખ સપદા પ્રાપ્ત થશે

૪૫ મી પાટે શ્રી ચદ્રસૂરિ થઈ ગયા છે તેઓ ઘણા પ્રભાવીક થઇ ગયા છે અને હાલમા બીજા દાદા નામે ઓળખાય છે

૫૦ મી પાટે શ્રી **જિનદત્તસૂરિ** થયા, તેમનો જન્મ સવત ૧૩૩૦ મા થયો હતો સવત ૧૩૪૭ મા દીક્ષા સવત ૧૩૭૭ જેઠ વદિ અગીયારસે આચાર્યપદવી આપી તે સમયે પાટણવાળા શા૦ તેજપાલે નદી મહોત્સવ કરી ૨૪૦૦ સાધુ સાધ્વી તથા ૭૦૦ વેશધારી જૈન પડીતોને વસ્ત્રાદિક દાન આપ્યા ત્યાર પછી ગુરૂમહારાજ ૧૨૦૦ સાધુ સપ્રદાય તથા ૧૦૫ સાધ્વીઓના સપ્રદાય સાથે વીચરતા શ્રાવકોને પ્રતિ-બોધતા સવત ૧૩૮૯ ફાગણુ વદી અમાવાસના દિવસે દેરાઉર નગરને વિશે આઠ દીવસનો અણુશણુ કરીને સ્વર્ગે પ્રધાર્યા તેઓ આ વખતમા દરેક શહેરોમા દાદાજીના નામથી પ્રસિદ્ધ છે અને ગુરૂમહારાજના ચરણોની પૂજા થાય છે અને શ્રી જિન કુશલસૂરિજીએ સોમવતી પૂનેમે દર્શણુ આપ્યા હતા તે કારણુથી સોમવાર અને પુનમના દિવસે વિશેષ પૂજા થાય છે

૬૮ મી પાટે શ્રીજિનલાભસૂરિ થયા તેમનો જન્મ સ ૧૭૭૪મા જન્મ થયો હતો સવત ૧૭૮૯ જેસલમેરમા દિક્ષા ૧૮૦૪માં આચાર્ય પદ સ્થાપન થયુ ગુરૂ મહારાજ શ્રી

ગોડીપાર્શ્વનાથ ધુલેવા, અર્બુદાચલ, સિદ્ધચલજી, ગીરનારજી પ્રમુખ તીર્થોની જાત્રા કરીને સુરત બંદરે પધાર્યા અને સંવત ૧૮૨૭ વૈશાખ સુદ ૧૨ના દિવસે આદિગોત્રિય શા નેમીદાસના પુત્ર ભાઈદાસનું બનાવેલુ ગોપીપુરામા આવેલા દહેરાસરમા નવીનચૈત્યમંડન શ્રીશીતલનાથ, સહસ્રફણા પાર્શ્વનાથ શ્રી ગોડી પાર્શ્વનાથ આદી ૧૮૧ બીબોની પ્રતિષ્ઠા કરી તથા સં ૧૮૨૮મા વૈશાખ સુદ ૧૨ના દીવસે એજ શ્રીશીતલનાથના દહેરાસરમા મહાવીરાદિ ॥ ૮૧ બીબોની પ્રતિષ્ઠા કરી પ્રતિષ્ઠા તથા સંઘભકિતમા રૂા ૩૬૦૦૦ ખરચ કરી ને પૂજ્યગુરૂ મહારાજશ્રીને સીતલવાડી અર્પણ કરી હતી પૂજ્ય ગુરૂમહારાજશ્રી સં ૧૮૩૪મા આશોવદી ૧૦ના દીવસે ગુઢા નગરના વિષે સ્વર્ગ ગયા જેમના ચરણ પાદુકા દાદા સાહેબના દહેરામા પધરાવેલા છે મજકુર દહેરાસર તથા સીતલવાડીના વહીવટદાર શા પાનાચંદ ભગુભાઈ તથા મોતીચંદ ભગુભાઈ વિદ્યમાન છે

૭૧ મી પાટે શ્રી જિનમહેંદ્રસૂરિ થયા

શ્રી જિનમહેંદ્રસૂરિ એ પ્રખ્યાત જૈન ધર્મધુરંધર અને જૈનધર્મમા પ્રખ્યાત, ‌વિદ્યાવાન, શીલવ્રતધારી અતિશય-પ્રભાવીક શ્રી શ્રી ૧૦૦૮ શ્રી મુનિમહારાજ મોહનલાલજીને દીક્ષા આપી હતી પૂજ્ય મહારાજશ્રી મોહનલાલજી ખરતર ગચ્છની પાટ ઉપર થઈ ગયા છે અને પોતે દાદા સાહેબ શ્રી જિનદતસૂરિના દહેરાસરનો જીર્ણોદ્ધાર સંવત ૧૯૬૩ મા કરાવ્યો છે તેનો સીલા લેખ હાલ દાદા સાહેબના દહેરાશરમા લખાયલો મોજુદ છે પૂજ્ય મહારાજશ્રી ઘણા પ્રભાવીક થઈ ગયા છે જેનુ વૃત્તાત લખી શકતા નથી કારણ કે તેઓશ્રીના ચમત્કારથી જૈન તેમજ અન્ય ધર્મીઓ ભાગ્યેજ અજાણ હશે

ગુરૂમહારાજશ્રીએ સવત ૧૯૬૩ ના બીજા ચૈતર વદ ૧૨ ના દીવસે સુરત નગરમા ગોપીપુરાના નવા ઉપાશ્રયમા દેવલોકને પ્રાપ્ત થયા તેમના ચરણ પાદુકાની પ્રતિષ્ઠા મુનિમહારાજશ્રી પ હર્ષમુનિજીના ઉપદેસથી શા પાનાચદ ભગુભાઇએ શ્રી દાદા સાહેબના દહેરાશરમા કરાવી છે તેમના ૪૫ શિષ્યનો સમુદાય હતો તેમા મુખ્ય શિષ્ય યસમુનિજી મહારાજ હતા. તેમને સવત ૧૯૬૮ મા મકસુદાબાદમા આચાર્યપદવી આપવામા આવી હતી ત્યાર બાદ થોડાક સમયમા પાવાપુરી નગરી મધ્યે બાવન અપવાસ કરી કાઉસગ્ગ ધ્યાનમા દેવલોક પ્રાપ્ત થયા.

આચાર્ય શ્રીમજિજીનયશસૂરિશ્વરજીના શિષ્ય ભકિતમુનિજી તેમના શિષ્ય પ ખાતિમુનિજી તથા તેમના શિષ્ય કીર્તિમુનિજી તેમના શિષ્ય ધરણેદ્રમુનિ હાલમા વિદ્યમાન છે

સાતમૂર્તિ શ્રીદેબમુનિજી માહારાજાનું કિચિત જીવન ચરિત્ર આ પુણ્યાત્માનો જન્મ સ ૧૯૨૦ની સાલમા માતર (ખેડાજીલ્લા) મા થયો હતો જે ક્ષેત્રફળ અત્યારે સાચા દેવની તીર્થ ભૂમિ તરીકે પ્રસિદ્ધ છે શ્રીમાન સ ૧૯૪૭મા મુનિ મહારાજ મોહનલાલજી પાસે દીક્ષા લીધી હતી ત્યારપછી પોતાની તીક્ષ્ણ બુદ્ધિ અને શાતવૃત્તિથી ઘણો સારો અભ્યાસ કરી ભવ્ય જીવોને સસાર સમુદ્રમાથી તારવા સારૂ દક્ષિણ ગુજરાત વગેરે દેશોમા વિહાર કરી અનેક જીવોને દીક્ષા આપી જૈનેત્તર લોકોને પ્રતિબોધ્યા છે એટલુજ નહિ, પણ તેમનો ભણાવવાનો વિશેષ પ્રેમ હોવાથી, માણેક મુનિજી મહારાજ લેખક તરીકે જાણીતા છે તેમના મુખ્ય શિષ્યોમા લક્ષ્મિમુનિજી. ભાવમુનિજી, કર્પૂરમુનિજી હાલમા વિદ્યમાન છે.

ગુરૂ માહારાજ હાલમા પોતાની વૃદ્ધા વસ્થાના લીધે સુરતમા બીરાજમાન છે તેમની અત સમયની સેવામા મુનિ માહારાજ શ્રી ધરણેદ્ર મુનિજી પોતાના અત કરણના સાચા પ્રેમથી ગુરૂની સેવા કરી રહ્યા છે

પૂજ્ય શ્રી દેવમુનિજી માહારાજ એ સાધુ ધર્મ દીપી નીકળે અને સર્વત્ર પરોપકાર થઈ શકે તે હેતુથી બીલીમોરા, બોઢાણ, બાલાપુર, અતરીકજી પાર્શ્વનાથમા જૈન પાઠશાળાઓ સ્થપાવી છે પૂજ્યશ્રીએ યોગનિષ્ઠનો અભીયાસ સારો કરેલો છે

મુનિ મહારાજો આ જગતમા કેટલા પ્રભાવીક છે, તેના દૃષ્ટાત તરીકે, ભવ્યાત્મા જીવોના હૃદયમા ઠસાવવા, બોધબીજ (સમ્યકત્વ) પ્રગટ કરવા, આ પુસ્તક પ્રગટ કરી તેમા સર્વજીવોના કરેલા પાપનો ક્ષય કરી, અત સમયે સદ્‌ગતી પ્રાપ્ત થાય તેવા હેતુથી દાદાસાહેબની પૂજા મુકવામા આવી છે માટે સર્વ સદ્‌ગૃહસ્થોને તેનુ મનન કરવા વિનિતી છે

સુજ્ઞેષુ કિ બહુના

લી૦

ઠા સીતલવાડી ઉપાશ્રય ગોપીપુરા સુરત

શ્રીજીનદત્તસૂરિ જ્ઞાન ભડાર અને શ્રી પ્રાચિન પુસ્તકોદ્ધાર ફડના મત્રી બાલુભાઇ દેવચદ વૈદ

---

श्री गुरुभ्योनम

# અથ શ્રીદાદાસાહેબકી પૂજા

## ઔર ચૈત્ય વંદન સ્તવન સ્તોત્રાદિ સંગ્રહ ॥

અથ પહેલી થાપના સ્થાપન કરકે
આવાહનકા શ્લોક પઢે।

સકલગુણગરિષ્ઠાન્ સત્તપોભિર્વરિષ્ઠાન્।
શમદમયમજુષ્ટાશ્ચારુચારિત્રનિષ્ઠાન્।
નિખિલજગતિ પીઠે દર્શિતાત્મપ્રભાવાન્
મુનિપકુશલસૂરીન્ સ્થાપયામ્યત્ર પીઠે ॥૧॥

ૐ હ્રીં શ્રીં શ્રીજિનદત્ત શ્રીજિનકુશલ શ્રીજિનચન્દ્રસૂરિગુરો અત્રાવતરાવતર સ્વાહા ॥૨॥ ૐ હ્રીં શ્રીં શ્રીજિનદત્ત અત્ર તિષ્ઠ ૨ ઠઃઠઃઠઃ સ્વાહા ઇતિ પ્રતિષ્ઠાપનમ્ ॥ ૐ હ્રીં શ્રીં શ્રીજિનદત્તસૂરિગુરો અત્ર મમ સંનિહિતો ભવ વષટ્ ઇતિ સનિધીકરણમ્ ॥૩॥ અથ જલકા કલશ લેકે સ્નાનકર્તા શુચિ હોકે ખડા રહે॥

# અથ સ્તુતિપ્રારમ્ભ ।

દોહા—ઈશ્વર જગ ચિંતામણી, કર પરમેષ્ઠી ધ્યાન। ગણધર પદ ગુણ વર્ણના, પૂજન કરો સુજાન ॥૧॥ સૌધર્મા મુનિપતિ પ્રગટ, વીર જિનેશ્વર પાટ । મિથ્યા-મતતમહરણકો, ભવ્ય દિખાવન વાટ ॥૨॥ સુસ્થિત સુપ્રતિબદ્ધ ગુરૂ સૂરિમન્ત્રકો જાપ । કોટિ કિયો જબ ધ્યાન ધર કોટિકગચ્છ સુથાપ ॥ ૩ ॥ દશ પૂર્વી શ્રુતકેવલી, ભયે વજ્રધર સ્વામ। તાદિનતે ગુરૂગચ્છકો, વજ્રશાખ ભયો નામ ॥૪॥ ચન્દ્રસૂરિ ભયે ચન્દ્રસમ, અતિહી બુદ્ધિનિધાન। ચન્દ્રકુલી સબ જગતમે, પસર્યો બહુ વિજ્ઞાન ॥૫॥ વર્દ્ધમાનકે પાટ પદ, સૂરિ જિનેશ્વરભાશ। ચૈત્યવાસકુ જીતકર, સુવિહિત પક્ષ પ્રકાશ ॥૬॥ અણહિલપુર પાટણસભા, લોક મિલે તિહાં લક્ષ । ખરતર વિરૂદ સુધાનિધિ, દુર્લભ રાજ-સમક્ષ ॥૭॥ અભયદેવસૂરિ ભયે, નવઅંગટીકાકાર । થંભણ પારસ પ્રગટ કર, કુષ્ઠ મિટાવનહાર ૮ ॥ શ્રીજિનવલ્લભ સૂરિ ગુરૂ, રચના શાસ્ત્ર અનેક । પ્રતિ બોધે શ્રાધક બહુત, તાકે પટ્ટવિશેષ ॥૯॥ હુંબડ શ્રાવક વાધડી, અઠ્ઠારે હજ્જાર । જૈન દયાધર્મી કિયે, વરતે જૈજૈકાર ॥૧૦॥ દાદાનામ વિખ્યાત જસ, સુર નર સેવક જાસ । દત્તસૂરિ ગુરૂ પૂજતાં, આનંદ હર્ષ ઉલ્લાસ ॥૧૧॥ દિલ્લીમે પતસાહને, હુકમ ઉઠાયા શીસ ।

મણિધારી જિનચંદ ગુરૂ, પૂજો બિસવાબીસ ॥૧૨॥ તાકે પટ્ટ પરંપરા, શ્રીજિનકુશલ સૂરિંદ । અકબરકું પરચા દિયા, દાદા શ્રીજિનચંદ ॥૧૩॥ ઐસે દાદા-ચ્યારકૂં, પૂજો ચિત્ત લગાય । જલ ચંદન કુસુમાદિ કર, ધ્વજ સૌગંધ ચઢાય ॥૧૪॥

## ચાલ દાદા ચિરંજીવો એ દેશી ॥

ગુરૂરાજતણી કર પૂજન ભવિ સુખકર મિલસી લછિ ઘણી. એઆંકણી. ગુરૂ દત્તસૂરિંદ જગ સુખકારી, ગુરૂ સેવકને સાનિધ્યકારી, ગુરૂચરણ કમલની બલિહારી ગુ૦ ૧ સંવત ઇગ્યારે બાર શશી, બત્તીસે જનમ્યાં શુભ દિવસી, શ્રાવકકુલ હુંબડને હુલસી. ગુ૦ ૨ જસુ બાછિગસા પિતુનામ ભણે, વાહડદે માતા હર્ષ ઘણે, એકતાલીસે દીક્ષાપભણે. ગુ૦ ૩ ગુ હતરે વલ્લભ પાટધરી, ગુરૂ માયાબીજનો જાપ કરી, ગુરૂ જગમેં પ્રગટ્યા તરણતરી ગુ૦ ૪ મણિધારી જિનચંદ ઉપકારી, જિનદત્તસૂરિંદકે પટ ધારી, ભયે દાદા દૂજા સુખકારી. ગુ૦ ૫ રાશલ પિતુ દેલ્હણદે માતા, શ્રીમાલગોત્ર બોધનશાતા, દિલ્લી પતસાહ સુગુણ ગાતા. ગુ૦ ૬ જસુ ચૌથે પાટ ઉદ્યોત કરી, જિન કુશલ સૂરિંદ અતિ હર્ષ ભરી, તેરેસે તીસે જનમ ધરી. ગુ૦ ૭ જસુ જિલ્હા જનક જગત્ર જિયો, વર જૈત સિરી શુભ સ્વપનલિયો, ગુરૂ છાજેડગોત્ર ઉદ્ધાર કિયો.

ગુ૦ ૮ ધન સે તાલીસેં દીક્ષ ધરી, જિન ચંદસૂરીશ્વર પાટવરી, ગુણહતરે સૂરિ મંત્ર જાપ કરી. ગુ૦ ૯ સેવામે બાવન વીર ખરા, જોગણિયાઁ ચૌસઠ હુકમ ધરા, ગુરૂ જગમે કઈ ઉપકાર કરા. ગુ૦ ૧૦ માણક સૂરીશ્વર પદ છાજે, જિનચંદસૂરિ જગમે ગાજે, ભયે દાદા ચોથા સુખ કાજે. ગુ૦ ૧૧ જિણ ચાંદ ઉગાયો ઉજિયાલો અમ્માવસકી પૂનમવાલો, સબ શ્રાવક મિલ પૂજન ચાલો. ગુ૦ ૧૨ જિણ અકબરકૂં પરચા દીના, કાજીકી ટોપી વશ કીના, બકરીકા ભેદ કહ્યા તીના. ગુ૦ ૧૩ ગંધોદક સુરભિ કલશ ભરી પ્રક્ષાલન સદ્ગુરૂ ચરણ પરી, યા પૂજન કવિ ઋદ્ધિસાર કરી. ગુ૦ ૧૪

શ્લોકઃ ।

સુરનદીજલનિર્મલધારકૈઃ પ્રબલદુષ્કૃતદાધનિવારકૈઃ।
સકલમઙ્ગલવાઞ્છિતદાયકૈ કુશલસૂરિગુરોશ્ચરણૌયજે ॥૧॥

ૐ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમગુરૂદેવાય ભગવતે શ્રી જિનશાસનોદ્દીપકાય શ્રી જિનદત્તસૂરીશ્વરાય મણિમણ્ડિતભાલસ્થલાય શ્રી જિનચન્દ્ર સૂરીશ્વરાય શ્રી જિનકુશલસૂરીશ્વરાય અકબ્બરઅસુરત્રાણપ્રતિબોધકાય શ્રીજિનચન્દ્રસૂરીશ્વરાય જલ નિર્વપામિતે સ્વાહા ॥ ૧ ॥

# અથ દ્વિતીય કેશરચંદનપૂજાપ્રારંભઃ ।

દોહા—કેશર ચદન મૃગમદા, કર ઘનસાર મિલાપ, પરચા જિનદત્તસૂરિકા, પૂજ્યાં તૂટે પાપ ॥૧॥

## ચાલ વીણ બાજેકી.

દીનકે દયાલ રાજ સાર (૨) તૂં ।

આંકણી । આયે ભરૂઅછ નગર ધામ ધૂમ ધૂં ૨ બાજતે નિશાન ઢોર હર્ષ રગ હૂં હ૦ દી૦ ૧ મુસલમાન મુગલપૂત ફોજ મૌજમૂં । ફોત મોત હોગયા હાયકાન્સૂ હા૦ દી૦ ૨ સન્ન વિઘ્ન દેખ આપ હુકમ દીન યૂં । લાવો મેરે પાસ આસ જીવદાન હૂ જી૦ ૩ દી૦ મૃતક પૂત મત્રસે ઉઠાય દીન તૂ દેખકે અચભ રગ દાસ ખાસકું દા૦ ૪ દી૦ કરત સેવ ભાવપૂર તુરકરાજ જૂં । છોડ઼કે અભક્ષ્ય ખાન હાજરી ભરૂ હા૦ ૫ દી૦ બીજ ખીજકે પડી પ્રતિક્રમણકે મૂ । હાથસે ઉઠાય પાત્ર ઢાક દીન છૂં ઢા૦ ૬ દી૦ દામની અમોલ બોલ સિદ્ધરાજ તૂ । દેઉ વરદાન છોડ બદકીન કયૂ બ૦ ૭ દત્ત નામ જપત જાપ કરત નાહ ચૂ । ફેર મૈ પડૂંગી નાહ છોડ઼ દીન ફૂં છો૦ દી૦ ૮ કરોગે નિહાલ આપ પાવ પલકનૂં રામઋદ્ધિસાર દાસ ચરણ છાહ લૂ ચ૦ ૯

શ્લોક—મલયચન્દનકેશરવારિણા નિખિલજાડચરૂ-જાતપહારિણાઃ । સકલ મગલવાંચ્છિતદાયકૌ કુસલ-

સૂરિગુરોશ્વરણોયજૈ: । ૐ હ્રીં શ્રીં પરમગુરૂપાય પરમગુરૂદેવાય ભગવતે શ્રી જિનશાસનોદીપકાય શ્રી જિનદત્તસૂરીશ્વરાય મણિમણ્ડિતભાલસ્થલાય શ્રી જિનચન્દ્રસૂરીશ્વરાય શ્રી જિનકુશલસૂરીશ્વરાય અકબ્બરઅસુત્રાણપ્રતિબોધકાય શ્રી જિનચન્દ્ર-સૂરીશ્વરાય કેસરચંદન નિર્વિપામિતે સ્વાહા ॥ ૨ ॥

## અથ તિજી પૂષ્પપૂજા.

દોહા—ચંપા ચમેલી, માલતી મરૂવાઅરૂમચકુંદ । જો ચાઢે ગુરૂચરણપર, નિત ઘર હોય આનંદ ॥૧॥

નીંદ તો ગઈ વાદીલા મારી ॥ એ ચાલ ॥ રાગ માંડ । ગુરૂ પરતિખ સુરતરૂપ સગુરૂ મં દૂજો તો નહી । દૂજો તો નહીં રે સુમતિ જિન દૂજો તો નહી । ગુરૂપ૦ સુ૦ ગુરૂને પૂજો તો સહી । એ આંકણી । ચિતોડ નગરી વજ્રથંભમે વિદ્યા પોથી રહીરે સુ૦ વિ૦ હેજી મંત્ર જંત્ર વિદ્યાસે પૂરી ગુરૂ નિજહાથ ગ્રહી ગુ૦ ગુરૂપર૦ ૧ પુરઉજ્જયિની મહાકાલકે મંદિર થંભ કહિરે સુમ૦ હેજી સિદ્ધસેન દિનકરકી પોથી વિદ્યા સરવ લહી રે સુ૦ વિ૦ ગુરૂપ૦ ૨ ઉજ્જયિની વ્યાખ્યાનબીચમે શ્રાવિકા રૂપ ગ્રહીરે સુ૦ શ્રા૦ હેજી જોગનિયાં છલનેકુ આઈ સબકો ખીલ દઈ સ૦ ૩ ગુ૦ દીન હોય જોગણીયા ચોસઠ ગુરૂકી દાશ ભઈરે હેજી સાત દિયા વરદાન હરષસેં

પસરચા સુયશ મહી ૫૦ ગુ૦ ૪ પુષ્પમાલ ગુરૂગુણકી ગુંથી ચાહો ચિત્ત ચહી રે સુ૦ ચા૦ હેજી કહે રામઋદ્ધિસાર સુયશકી બૂટી આપ દઈ બૂ૦ ગુ૦ ૫

શ્લોક–કમલચમ્પકકેતકિપુષ્પકૈઃ પરિમલાહૃત-ષટ્પદવૃન્દકૈઃ। સકલ મંગલવાન્છિતદાયકો કુસલ-સૂરિગુરોશ્ચરણૌજૈઃ। ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમગુરૂદેવાય ભગવતે શ્રી જિનશાસનોદ્દીપકાય શ્રી જિનદત્તસૂરીશ્વરાય મણિમણ્ડિતભાલસ્થલાય શ્રી જિનચન્દ્રસૂરીશ્વરાય શ્રી જિનકુશલસૂરીશ્વરાય અકબ્બરઅસુરત્રાણપ્રતિ બોધકાય શ્રી જિનચન્દ્ર-સૂરીશ્વરાય પુષ્પ નિર્વિપામિતે સ્વાહા ॥ ૩ ॥

## અથ ચોથી ધૂપપૂજા

દોહા—ધૂપ પૂજા કર સુગુરૂકી, પસરે પરિમલપૂર। જસ સુગંધ જગમ બધે, ચઢે સવાયા નૂર।

રાગ સોરઠ–કુબજાને જાદૂ ડારા એ ચાલ। અંબિકા વિરૂદ બખાને ગુરૂ તેરો અ૦। તુમયુગ પ્રધાન નહી છાને ગુ૦। એ આંકણી। ગઢ ગિરનારપૈ અંબડ શ્રાવક એસો નિયમ ચિત્ત ઠાને। યુગપ્રધાન ઇસ યુગમે કોઈ દેખુ જન્મ પ્રમાણે। ગુ૦ અ૦ ૧। કર ઉપવાસ તીન દિન વીતે પ્રગટી અંબા જાને ગુ૦। પ્રગટ હોય કરમે લિખ દીના સુવરન અક્ષર

દાને । ગુ૦ અ૦ ૨ । યા ગુણસયુક્ત અક્ષર બાંચૈ તાકો યુગવર જાને ॥ ગુ૦ ॥ અબડ મુલક ૨ મે ફિરતા સાર સકલ પતવાને । ગુ૦ ૩ । આયા પાસ તુમ્હારે સદ્દગુરૂ કર પસાર દિખલાને । ગુ૦ । વાસક્ષેપ ઉન ઉપર ડાલા ચેલા બાંચ સુનાને । ગુ૦ અ૦ ૪ । સર્વદેવ હૈ દાસ જિનોંકે મરૂધર કલ્પ પ્રમાણે । યુગપ્રધાન જિનદત્ત સૂરિશ્વર અબડ શીશ ઝુકાને । ગુ૦ ૫। ઉદ્યોતન સૂરીને નિજ હાથે ચૌરાસી ગચ્છ ઠાને । સો સબ તુમ્હારી સેવા સારે ચૌરાસી ગચ્છ માને । ગુ૦ ૬ । જો મિથ્યાત્વી તુમકો ન પૂજે સો નહીં તત્ત્વ પિછાને । ભદ્રબાહુ સ્વામી તુમ કીર્ત્તન કીની ગ્રથ પ્રમાણે । ગુ૦ ૭ । યુગપ્રધાન પરિકીએ ગંડિકા ગણધર પદવૃત્તિ માને । કહે રામઋદ્ધિસાર ગુરૂકુ પૂજા ધૂપ કરાને । ગુ૦ ૮ ।

શ્લોક—અગરચન્દનધૂપદશાંગજૈઃ પ્રસરિતાખિલ-દિક્ષુ સુધૂમ્રકૈઃ । સકલ મગલવાચ્છિદાયકો કુશલ-સૂરિગુરોશ્ચરણાયજેઃ । ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમગુરૂદેવાય ભગવતે શ્રી જિનશાસનોદ્દીપકાય શ્રી જિનદત્તસૂરીશ્વરાય મણિમણ્ડિતભાલસ્થલાય શ્રી જિનચન્દ્રસૂરીશ્વરાય શ્રી જિનકુશલસૂરીશ્વરાય અકબ્બરઅસુત્રાણપ્રતિબોધકાય શ્રી જિનચન્દ્ર-સૂરીશ્વરાય ધૂપ નિર્વિપામિતે સ્વાહા ॥ ૪ ॥

# અથ પાંચમી દીપપૂજા.

દોહા—દીપ પૂજકર સુગણ નર, નિત ૨ મંગલ હોત। ઉજિયાલા જગમે જુગત રહે અખડિત જોત ॥ ૧ ॥

## ચાલ ખ્યાલકી।

પૂજન કીજયોજી નર નારી ગુરૂ મહારાજ કા હો પૂ૦। સિંધુદેશમે પચ નદીપર સાધે પાંચો પીર। લોહી ઊપર પુરૂષ તિરાયે એંસે ગુરૂ સધીર પૂ૦। પ્રગટ હોયકે પાંચ પીરને સાત દિયા વરદાન। સિંધુ દેશમે ખરતર શ્રાવક હોવેગા ધનવાન પૂ૦ ૨। સિંધુદેશ મુલતાન નગરમે બડા મહોચ્છવ દેખ। અ ડ ઔર ગચ્છકા શ્રાવક ગુરૂસે કીના દ્વેષ પૂ૦ ૩। અણહિલપુર પત્તનમે આવો તો મેં જાનુ સચ્ચા। બડે મહોત્સવ આવેગે તૂં નિર્ધન હોગા કચ્ચા પૂ૦ ૪॥ પત્તનબીચ પધારે દાદા સનમુખ નિર્ધન આયા। ગુરૂ બતલાયા કયોંરે અબડ અહંકાર ફલ પાયા પૂ૦ ૫। મનમે કપટ કિયા અબડને ખરતર મહિમા ધારી। જહર દિયા ઉન અશન પાનમે ગુરૂ વિધિ જાણી સારી પૂ૦ ૬। ભણશાલી મુખવર શ્રાવકસેં નિર્વિષ મુદ્રી મંગાઈ। જહર ઉતારા તબ લોકોંમે અબડ નિંદા પાઈ પૂ૦ ૭॥ મરકે વ્યંતર હુઆ વો અબડ

રજોહરણ હર લીના । ભણસાલી વ્યંતર વચનોંસે ગોત્ર ઉતારા કીના પૂ૦ ૮ ॥ સર્જ હોય ગુરૂ ઓઘા લેકે ગોત્ર બચાયા સારા । ઋદ્ધિસાર મહિમા સદગુરૂકી દીપકકા ઉજિયારા પૂ૦ ॥

શ્લોક—અતિમુદી મિમયં: ખલુ દીપકૈર્વિમલ કાચનભાજનસંસ્થિતૈઃ । સકલ મંગલવાચ્છિતદાયકૈ કુશલસૂરિગુરોશ્ચરણાયજે : ।

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમગુરૂદેવાય ભગવતે શ્રી જિનશાસનોદ્દીપકાય શ્રી જિનદત્તસૂરીશ્વરાય મણિમાણ્ડતભાલસ્થલાય શ્રી જિનચન્દ્રસૂરીશ્વરાય શ્રી જિનકુશલસૂરીશ્વરાય અકબ્બરઅસુસ્ત્રાણપ્રતિબોધકાય શ્રી જિનચન્દ્રસૂરીશ્વરાય દીપ નિર્વિ ામિતે સ્વાહા ॥ ૫ ॥

## અથ છઠી અક્ષતપૂજા.

દોહા—અક્ષતપૂજા ગુરૂતણી, કરો મહાશય રંગ ।
શક્તિ ન હોવે અંગમે, જીતે રણમે જંગ ॥ ૧ ॥

રાગ આશાવરી—અવધૂત સો યોગી ગુરૂ મેરા એ ચાલ । રતન અમોલક પાયો સુગુરૂશમ રતન અમોલક પાયો । ગુરૂ સંકટ સબહી મિટાયો સુ૦ એ આંકણી । વિક્રમપુર નગરી લોકનકું હેજા રોગ સતાયો । બહુત ઉપાય કિયા શાંતિકકા જરા ફરક નહીં આયો ॥ સુ૦ ૧ ॥ યોગી જંગમ બ્રહ્મ સન્યાસી દેવી દેવ

મનાયો । ફરક નહીં કિનહીને કીનો હાહાકાર મચાયો॥ સુ૦ ૨૦ ૨ ॥ રતન ચિંતામણી સરિખો સાહિબ વિક્રમ પુરમે આયો। જૈનસંઘકો કષ્ટ દૂર કર જય જયકાર વરતાયો ॥ સુ૦ ૨૯ ૩ ॥ મહિમા સુન માહેશ્વર બ્રાહ્મણ સબહી શીશ નમાયો । જીવત દાન કરો મહારાજા ગુરૂ તબ યો ફુરમાયો ॥ સુ ૨૦ ૪ ॥ જો તુમ સમકિત વ્રતકો ધારો અબહીં કરહું ઉપાયો । તહત વચન કર રોગ મિટાયો આનંદ હર્ષ બધાયો ॥ સુ૦ ૨૦ ૫ ॥ જો કોઈ શ્રાવક વ્રત નહી ધારયો પુત્રી પુત્ર ચઢાયો ॥ સાધુ પાંચસે દીક્ષિત કીના સાધ્વિયા સમુદાયો ॥ સુ૦ ૨૦ ૬ ॥ મંત્રકલા ગુરૂ અતિશય ધારી એસો ધર્મ દીપાયો । ઋદ્ધિસારપર કિરપા કીની સાચો ઇલમ બતલાયો ॥ સુ૦ ૨૦ ॥ ૭॥

શ્લોક—સરલતન્દલકરતિનિર્મલૈઃ પ્રવરમોક્તિક પુંજવદુજ્વલૈઃ । સકલ મંગલવાંછિતદાયકૈઃ કુશલસૂરિગુરોશ્ચરણૌયજેઃ । ઑ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમગુરૂદેવાય ભગવતે શ્રી જિનશાસનોદ્દીપકાય શ્રી જિનદત્તસૂરીશ્વરાય મણિમણ્ડિતભાલસ્થલાય શ્રી જિનચન્દ્રસરીશ્વરાય શ્રી જિનકુશલસરીશ્વરાય અકબ્બરઅસુત્રાણપ્રતિબોધકાય શ્રી જિનચન્દ્રસૂરીશ્વરાય અક્ષતાન્ નિર્વપામિતે સ્વાહા ॥ ૬ ॥

# અથ સાતમી નૈવેદ્ય પૂજા.

દોહા—નૈવેદ્ય પૂજા સાતમી, કરો ભાવિક ચિત ચાવ । ગુરૂગુણ અગણિત કુણ ગિણે, ગુરૂ ભવતારણ નાવ ॥ ૧ ॥

રાગ કલ્યાણ—તેરી પૂજા બની હૈ રસમે ॥ એ ચાલ ॥ હો ગુરૂ કિયા અસુરકુ વશમે ॥ એ આંકણી વડનગરીમે આપ પધારે સાંમેલા ધસ મસમે । બ્રાહ્મણ લોક બડે અભિમાની મિલકર આયા સુસમે ॥ ગુ૦ ॥ હે ગુ૦ મહિમા દેખ સકયા નાહીં ગુરૂકી ભરે મિથ્યાત્વી ગુસમે । મૃતક ગઉ જિન-મંદિર આગે રખદી સનમુખ ચસમે ॥ હો ગુ૦ ॥ ૨ ॥ શ્રાવક દેખ ભયે આકુલતા કહે ગુરૂસે કસમે । ચિંતા દૂર કરી હૈ સબકી ગઉ ઉઠ ચાલી ડસમે હો ॥ ગુરૂ૦ ॥ ૩ ॥ મરી ગઉકો જીતી કીની લોક રહ્યા સબ હસમે । જાકે ગાય પડી રૂદ્રાલય સઘ ભયા સબ ખુસમે ॥ હો ગુ૦ ૪ ॥ બ્રાહ્મણ પાય પડે સબ ગુરૂકે દેખ તમાસા ઇસમે ॥ હુકમ ઉઠાવેગે શિર ઊપર તુમ સંતતિકી દિશમે । હો ગુ૦ ૫ ॥ નમસ્કાર હૈ ચમત્કારકો કીની પૂજા રસમેં । કહે રામ ઋદ્ધિસાર ગુરૂકી આનંદ મંગલ જસમે ॥ ગુ૦ ॥ ૬ ॥

શ્લોક—બહુવિધૈશ્ચરૂભિર્વટકેર્યકૈઃ પ્રચુરસર્પિર્ષિ પક્કસુખજજકૈઃ । સકલ મગલવાચ્છિતદાયકૌ કુશલસૂરિગુરોશ્ચરણૌયજેઃ । ૐ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમગુરૂદેવાય ભગવને શ્રી જિનશાસનોદ્દીપકાય શ્રી જિનદત્તસૂરીશ્વરાય મણિમણ્ડિતભાલસ્થલાય શ્રી જિનચન્દ્રસૂરીશ્વરાય શ્રી જિનકુશલસરીશ્વરાય અકબ્બરઅસુસ્ત્રાણપ્રતિ બોધકાય શ્રી જિનચન્દ્ર-સૂરીશ્વરાય નૈવેદ્ય નિાર્વપામિતે સ્વાહા ॥ ૭ ॥

## અથ આઠમો ફલ પૂજા.

દોહા—ફલપૂજાસે ફલ મિલે, પ્રગટે નવે નિધાન ।
ચહુંદિશ કીરતી વિસ્તરે, પૂજન કરો સુજાન ॥ ૧ ॥

રથ ચઢ યદુનદન આવત હૈ । એ ચાલ । ચાલો સખ સબ પૂજનકો ગુરૂ સમરચાં સનમુખ આવત હૈ રે ॥ ચા૦ ગુ૦ એ આંકણી । આનદપુર પટ્ટનકો રાજા ગુરૂ શોભા સુન પાવત હૈ રે ॥ ચા૦ ૧ ॥ ભેજા નિજ પરધાન બુલાને નૃપ અરદાસ સુનાવત હૈ રે ॥ ચા૦ લાભ જાન ગુરૂ નગર પધારે ભૂપતિ આય બધાવત હૈ રે ॥ ચા૦ ૨ ॥ રાજકુવરકો કુષ્ઠ મિટાયો અચરજ તુરત દિખાવત હૈ રે ॥ ચા૦ ॥ દશ હજાર કુટુબ સગ નૃપકો શ્રાવકધર્મ ધરાવત હૈ રે ॥ ચા૦ ૩ ॥ દયામૂલ આજ્ઞા જિનવરકી બારા

વ્રત ઉચરાવત હૈ રે ॥ ચા૦ ॥ ઐસે ચાર રાજ સમકિત ધર ખરતર સઙ્ઘ બનાવત હૈ રે ॥ ચા૦ ૪॥ કુષ્ઠ જલધર ક્ષય ભગન્દર કઇયક લોક જિવાવત હૈ રે ॥ ચા૦ ॥ બ્રાહ્મણ ક્ષત્રી અરૂ માહેશ્વર ઓસ-વશ પસરાવત હૈ રે ॥ ચા૦ ૫ ॥ તીસ હજાર એક લખ શ્રાવક મહિમા અધિક રચાવત હૈ રે ॥ ચા૦ ॥ કહત રામઋદ્ધિસાર ગુરૂકો ફલપૂજા ફલ પાવત હૈ રે ॥ ચા૦ ૬ ॥

શ્લોક—પન સમોચ સદાફલકર્કટૈઃ સુસુખદૈઃ કિલ શ્રીફલ ચિર્ભટૈઃ । સકલ મંગલવાઞ્છિતદાયકાં કુશલસૂરિગુરોશ્ચરણૌયજે: । ૐ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમગુરૂદેવાય ભગવતે શ્રી જિનશાસનોદ્દીપકાય શ્રી જિનદત્તસૂરીશ્વરાય મણિમણ્ડિતભાલસ્થલાય શ્રી જિનચન્દ્રસૂરીશ્વરાય શ્રી જિનકુશલસૂરીશ્વરાય અકબ્બરઅસુસ્ત્રાણપ્રતિ બોધકાય શ્રી જિનચન્દ્ર-સૂરીશ્વરાય ફલ નિર્વિપામિતે સ્વાહા ॥ ૮ ॥

## અથ નવમી વસ્ત્ર અત્તર પૂજા.

દોહા—વસ્ત્ર અતરગુરુ પૂજનાચોવા ચદન ચંપેલ । દુસ્મનસબસજ્જન હુએકરે સુરંગા ખેલ ॥ ૧ ॥

મનડો કિમહીન વાજે હો કુંથુજિન એ ચાલ।

લખમી લીલા પાવે રે સુદર લખમી લીલા પાવે।
જો ગુરૂ વસ્ત્ર ચઢાવે રે ॥ સુ૦ ॥ સુજસ અતર
મહકાવે રે ॥ સુ૦ ॥ દુરજન શીશ નમાવે રે સુ૦ એ
આંકણી। દરિઆ બીચ જહાજ શ્રાવકકી ડૂબન
ખતરે આવે। સાચે મન સમરે સદ્દગુરૂકુ દુખકી
ટેર સુનાવે રે સુ૦ ॥૧॥ બાચતા વ્યાખ્યાન સૂરીશ્વર
પખી રૂપે થાવે। જાય સમુદ્રમે જ્યાજ તિરાઈ ફિર
પીછા જબ આવે રે સુ૦ ॥ ૨ ॥ પૂછે સવ અચ-
રજમે ભરિયા ગુરૂ સબ બાત સુનાવે રે સુ૦ એસે
દાદાદત્તકુશલગુરૂ પરચા પ્રગટ દિખાવે રે સુ૦
॥ ૩ ॥ બોથર ગૂજરમલ શ્રાવકકી દાદાકુશલ તિરાવે
સુ૦ સૂખસૂરિ ગુરૂ સમય સુંદરકી જ્યાજ અલોપ
દિખાવે રે સુ૦ ॥ ૪ ॥ બારાસૈ ઇગ્યારે દત્તસૂરિ
અજમેર અણસણ ઠાવે। ઉપજ્યા સોધર્માં દેવલોકે
સીમધર ફુરમાવે રે સુ૦ ॥૫॥ એક અવતારી કારજ
સારી મુક્તિ નગરમે જાવે રે સુ૦ કુશલસૂરિ દેરા-
ઉર નગરે ભુવનપતી સુરથાવે રે સુ૦ ॥ ૬ ॥ ફાગણ
વદિ અમ્માવસ સીધા પૂનમ દરશ દિખાવે રે સુ૦
મણિધારી દિલ્લીમે પૂજ્યાં સકટ સુપને નાવે રે સુ૦
॥ ૭ ॥ રથી ઉઠી નહીં દેખ બાદસા વાંહી ચરણ
પધરાવે રે સુ૦। વસ્ત્ર અતર પૂજા સદ્દગુરૂકી ઋદ્ધિ-
સાર મન ભાવે રે સુ૦ ॥ ૮ ॥

શ્લોક—અખિલહીરશુભૈર્નવચીરકૈઃ પ્રવરપ્રાવરણૈઃ ખલુ ગન્ધતઃ। સકલ મગલવાંચ્છિતદાયકો કુશલસૂરિગુરોશ્ચરણૌયજે:। ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમગુરૂદેવાય ભગવતે શ્રી જિનશાસનોદ્ધારકાય શ્રી જિનદત્તસૂરીશ્વરાય મણિમણ્ડિતભાલસ્થલાય શ્રી જિનચન્દ્રસૂરીશ્વરાય શ્રી જિનકુશલસૂરીશ્વરાય અકબ્બરઅસુરત્રાણપ્રતિ બોધકાય શ્રી જિનચન્દ્ર-સૂરીશ્વરાય વસ્ત્ર, ચોવા ચદનપુષ્પ સાર નિર્વપામિતે સ્વાહા ॥ ૯ ॥

## ॥ અથ દશમી ધ્વજ પૂજા. ॥

દોહા—ધ્વજપૂજા ગુરૂરાજકી, લહકે પવન પ્રચાર। તીન લોકકે શિખરપર, પહુચે સો નર નાર ॥ ૧ ॥

ચાલ—જિનગુણ ગાવત સુરસુદરરી રે એ ચાલ। ધ્વજપૂજન કર હરખ ભરી રે। ધ૦। સજ સોલે શિણગાર સહેલ્યા શ્રીસદ્ગુરૂકે દ્વાર ખરી રે ધ૦। અપછર રુપ સુતન સુકલીની ઠમ ર પગ ઝણકાર કરી રે। ધ૦ ૧। ગાવત મગલ દેત પ્રદક્ષિણા ધન ર આનદ આજ ધરી રે। ધ૦। નિર્ધનકો લક્ષ્મી બકસાવત પુત્ર વિના જાકે પુત્રી કરી રે ર। જો જો પરતિષ પરચા દેખ્યા સુનો ભવિક દિલબીચ ધરી રે ॥ ધ૦। ફતેમલ્લ ભડગતિયા શ્રાવક પહેલી

શંકા જોર કરીરે ધ૦। પરતિખ દેખૂ તઅ મૈં જાણું પ્રગટયા તતખિણ તરણ તરીરે ધ૦। પુષ્પમલ શિર કેશર ટીકો અધર શ્વેત પોશાક કરીરે ધ૦ ૪। માંગ ૨ વર બોલે વાણી ફરક બતાવો ગુરૂ મેત્રઝરીરે ધ૦ ફરક ઉગાયો દોય લાખ પર તેરી મહિમા નિત્ત હરીરે ધ૦ ૫। ગેનચદ ગોલેછાકો તૈં પરતિખ દીના દરસ ફરીરે ધ૦। વિક્રમપુરમે થુંભ તુમ્હારા ચિત્ર કરાવત સુરસુદરીરે ધ૦ ૬। થાનમલ્લ લુણ્યાંપર કિરપા લક્ષમી લીલા સહજ વરીરે। લક્ષમીપતિ-દુગડકી સાહિબ હુડીકી ભુગતાન કરીરે ધ૦ ૭। જો ઉપકાર કર્યો તૈ મેરા, દીના સનમુખ અમૃત ઝરીરે ધ૦। તેરી કૃપાસે ાસદ્ધી પાઈ જાગે જસ અરૂ ભાગ ભરીરે ધ૦ ૮। ભૂખા ભોજન તિસિયા પાની ભરત હાજરી દેવ પરીરે ધ૦। બિખમ બખત પર સહાય હમારે ઋદ્ધિ સારકી ગરજ સરીરે ધ૦ ૯ ॥

શ્લોક–મૃદુ મધુર ધ્વનિ કિંક્ણીનાદકૈ ર્ધ્વજવિ–ચિત્રિતવિસ્તૃતવાસકૈઃ। સકલ મગલવાંચ્છિતદાયકૌ કુશલસૂરિગુરોશ્ચરણાયજૈઃ। ઓઁ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમગુરૂદેવાય ભગવને શ્રી જિનશાસનોદ્દીપકાય શ્રી જિનદત્તસૂરીશ્વરાય મણિમણ્ડિતભાલસ્થલાય શ્રી જિનચન્દ્રસૂરાશ્વરાય શ્રી જિનકુશલસૂરીશ્વરાય અક-બ્બરઅસુસ્રાણપ્રતિબોધકાય શ્રી જનચન્દ્રસૂરીશ્વરાય શિખરોપરિ ધ્વજામ્ આરોપયામિ સ્વાહા।

દોહા—ભટ્ટારક પદવી મિલી, જીતે વાદીવૃંદ । કંઠ બિરાજત સરસ્વતી, જગમે શ્રીજિનચંદ ॥

રાગ આસાવરી—અથવા ધનાશ્રી । પૂજન જગસુખકારી સુગુરૂ તેરી પૂજા૦ । તેરે ચરણકમલ બલિહારી સુ૦ । સાહ સલેમી દિલ્લીકો બાદસ્યા સુનકે શોભ તિહારી । ભટ્ટ હરાયો ચરચા કરકે ભટ્ટારકપદ ધારી સુ૦ ૧ । અમ્માવસકી પૂનમ કીની ચંદ ઉગાયો ભારી । ચઢકે ગગન કરી હૈ ચરચા સૂરજસે તપધારી સુ૦ ૨ ચોંદાસે ઉગણીસ શાલમે લખનઉ નગર મઝારી । ગોરા ફિરગી ટોપીવાલા દિલમે યહ બાત વિચારી સુ૦ ૩ જૈન શ્વેતાંબર દેવ જો સચ્ચા પૂરે મનસા હમારી । વાણી નિકસી રાજ્ય તુમ્હારા હોવેગા અધિકારી સુ૦ ૪ । અધેકી ખોલી આંખ સુરતમે પૂજે સબ નર નારી । કહાં લગે ગુણ બરણુ મૈં તેરા તૂ ઈશ્વર જયકારી સ૦ ૫ । ઉગણીસે સંવત્સર તેપન મગસર માસમઝારી । શુકલ દૂજ જિનચંદ સૂરીશ્વર ખરતરગછ આચારી સુ૦ ૬ । કુશલસૂરિકે નિજસતાની ક્ષેમકીર્તિ મનુહારી । પ્રતિબોધ્યા જિન ક્ષત્રી પાંચસે જાનસહિત અણગારી સુ૦ ૭ ક્ષેમ ધાડ શાખા જબ પ્રગટી જગમે આનંદ-કારી । ધર્મશીલ સાધૂ ગુણપૂરે કુશલ નિધાન ઉદારી સુ૦ ૮ । યા પૂજન કરતાં સુખ આનંદ અન ધન

